॥ ॐ श्रीहरिः शरणम् ॥

# પ્રબોધની

'માનવ સેવા સંઘ'ના પ્રણેતા
પૂજ્યપાદ સ્વામી શ્રીશરણાનંદજી મહારાજનો
સંક્ષિપ્ત પરિચય

मानवता में ही पूर्णता निहित है
त्याग प्रेम सेवा
मानव सेवा संघ

માનવ સેવા સંઘ પ્રકાશન, વૃંદાવન

॥ ॐ श्रीहरिः शरणम् ॥

# 'માનવ સેવા સંઘ'નું અમૂલ્ય સાહિત્ય

1. सन्त-समागम, भाग-1
2. सन्त-समागम, भाग-2
3. सन्त-समागम, भाग-3
4. सन्तवाणी, भाग-1 ( सफलता की कुंजी )
5. सन्तवाणी, भाग-2
6. सन्तवाणी, भाग-3
7. सन्तवाणी, भाग-4
8. सन्तवाणी, भाग-5 ( क )
9. सन्तवाणी, भाग-5 ( ख )
10. सन्तवाणी, भाग-6
11. सन्तवाणी, भाग-7
12. सन्तवाणी, भाग-8
13. सन्त-सौरभ
14. सन्त-पत्रावली, भाग-1
15. सन्त-पत्रावली, भाग-2
16. सन्त-पत्रावली, भाग-3
17. जीवन-दर्शन, भाग-1
18. जीवन-दर्शन, भाग-2
19. चित्तशुद्धि, भाग-1
20. चित्तशुद्धि, भाग-2
21. मानवकी मांग
22. मानव-दर्शन
23. जीवन-पथ
24. साधन-तत्त्व
25. साधन-निधि
26. मानवताके मूल सिद्धान्त
27. सत्संग और साधन
28. दर्शन और नीति
29. मूक सत्संग तथा नित्य योग
30. दुःख का प्रभाव
31. मंगलमय विधान
32. पाथेय, भाग-1
33. पाथेय, भाग-2
34. संत-उद्‌बोधन
35. प्रेरणा-पथ
36. साधन-त्रिवेणी
37. सन्त-जीवन-दर्पण
38. प्रश्नोत्तरी
39. क्रान्तिकारी प्रश्नोत्तरी, भाग-2

॥ ॐ श्रीहरिः शरणम् ॥

# પ્રબોધની

'માનવ સેવા સંઘ'ના પ્રણેતા

**પૂજ્યપાદ સ્વામી શ્રીશરણાનંદજી મહારાજનો**

સંક્ષિપ્ત પરિચય

**त्वमेव माता च पिता त्वमेव**
**त्वमेव बंधुश्च सखा त्वमेव ।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव**
**त्वमेव सर्वं मम देवदेव ॥**

નિવેદિકા : **દેવકીજી**

('માનવ સેવા સંઘ મુખ્યાલય', વૃંદાવનની ગુજરાતી ભાષામાં પ્રકાશિત કરવાની અનુમતિ બદલ આભાર સહ)

**માનવ સેવા સંઘ પ્રકાશન, વૃંદાવન**

# प्रबोधनी

(મૂળ હિન્દી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર)


❊ પ્રકાશક : **માનવ સેવા સંઘ,** મથુરા-વૃંદાવન રોડ,
રામકૃષ્ણ મિશનની સામે, વૃંદાવન-281121. જિ. મથુરા, ઉ.પ્ર.
ફોન : (0565) 2443181, 2442778
website: **www.swamisharnanandji.org**





❊ સંસ્કરણ : પ્રથમ, ...., 2013 પ્રત-

❊ મૂલ્ય : ₹ .....

❊ અનુવાદકઃ **ડૉ. રક્ષાબહેન પ્ર. દવે,** ભાવનગર-364001.
ફોન : (M) 9898060900

❊ અક્ષરાંકન : **દુર્ગા પ્રિન્ટરી,** અમદાવાદ-380 001.
ફોન : (079) 25502623 (મો.) 9428899992

❊ મુદ્રક :


'માનવ સેવા સંઘ'નાં પ્રવર્તક **પૂજ્યપાદ સ્વામીશ્રી શરણાનંદજી**ના ક્રાન્તિકારી પુસ્તકોને જરૂર વાંચો અને વંચાવો; સાંભળો અને સંભળાવો; ઘરે-ઘરે પહોંચાડો !

આ પુસ્તકો તમારા જીવનમાં ક્રાંતિ લાવી શકે છે !!

# :: બે શબ્દો ::

દુઃખનાં સઘન વાદળો જે વ્યક્તિત્વને તિમિરાચ્છાદિત કરી લે છે તે વ્યક્તિત્વ ઉદય-અસ્તથી રહિત અનન્ત પ્રકાશ-કિરણોને પોતાનામાં અવતરિત કરવા માટે તત્પર થઈ જાય છે. માનવજીવનની સંરચનાનું આ પણ એક બીબું છે જેમાં કોઈ કોઈ પોતાને ઢાળીને માનવતાની મહાન વિલક્ષણતાને સંસારમાં સાકાર કરે છે. ક્યાં ઘોર અંધકાર ! અને ક્યાં અનન્ત પ્રકાશ ! આ ઉદ્‌ભવની દૃષ્ટિએ માનવજીવનમાં દુઃખનાં સઘન વાદળોનું ઘેરાઈ આવવું તે અનન્ત પ્રકાશના અવતરણનો જ સૂત્રપાત છે. તે પ્રકાશથી જે જીવન અભિન્ન થાય છે તે પોતે સદાને માટે કૃતકૃત્ય તો થાય જ છે, પણ માનવ-માત્રને માટે **'तमसो मा ज्योतिर्गमय'**નો અમર ચીલો પણ કાળ-પટ ઉપર આંકી દે છે જેની ઉપર ચાલીને યુગોના યુગો સુધી માનવ-સમાજ દુઃખથી સંરક્ષણ મેળવે છે અને અનન્ત આનન્દથી અભિન્ન બને છે. પ્રસ્તુત 'પ્રબોધની' એવા જ એક મહામાનવના મહાભિનિષ્ક્રમણની કથા છે. હવે આપ પોતે જ તેને વાંચો અને આનન્દ મેળવો.

નિવેદિકા :
દેવકી

# :: પ્રાર્થના ::

મારા નાથ !

આપ આપની સુધામયી, સર્વ-સમર્થ, પતિત-પાવની,
અહૈતુકી કૃપાથી દુ:ખી પ્રાણીઓના હૃદયમાં
ત્યાગનું બળ અને સુખી પ્રાણીઓના
હૃદયમાં સેવાનું બળ પ્રદાન
કરો, જેથી તેઓ સુખ-દુ:ખના
બંધનથી મુક્ત થાય,
આપના પવિત્ર-પ્રેમનું
આસ્વાદન કરીને
કૃતકૃત્ય
થઈ જાય.

ૐ આનન્દ ૐ આનન્દ ૐ આનન્દ

**વસ્તુ ખેંચે છે ધરતી તરફ,**
**મનુષ્ય ખેંચાય છે અનન્ત તરફ.**

# :: પરિચય ::

પ્રશ્ન— શ્રી મહારાજજી ! અમે આપનો પરિચય મેળવવા ઈચ્છીએ છીએ.

ઉત્તર— શરીર હંમેશાં મૃત્યુમાં રહે છે અને હું હંમેશાં અમરત્વમાં રહું છું— આ મારો પરિચય છે.

પ્રશ્ન— શ્રી મહારાજજી ! અમે આપનું જીવનચરિત્ર લખવા ઈચ્છીએ છીએ.

ઉત્તર— મારું જીવનચરિત્ર છે ''દુઃખનો પ્રભાવ''— લખી લો.

પ્રશ્ન— સ્વામીજી મહારાજ ! અહીંનો કાર્યક્રમ પૂર્ણ કરીને આપ ક્યાં જશો ?

ઉત્તર— દડાને શી ખબર કે ખેલાડી તેને ક્યાં ગબડાવશે.

સામાન્ય વાર્તાલાપમાં પણ જેમના મુખથી ચિરન્તન સત્યની વિલક્ષણ અભિવ્યક્તિ થતી રહેતી હતી તે **બ્રહ્મલીન સ્વામી શરણાનન્દજી મહારાજ એક મહાન ક્રાન્ત-દર્શી, તત્ત્વવેત્તા, ભગવદ્‌ભક્ત અને માનવતાના સંરક્ષક સંત હતા.** તેમનો પ્રાદુર્ભાવ ઉત્તર ભારતવર્ષમાં વીસમી સદીના પ્રારંભમાં થયો. એમના જીવનના ઉન્મેષ વિષે સમયે સમયે પ્રસંગવશ તેમના જ શ્રીમુખેથી જે કંઈ સાંભળવા મળ્યું, તેનાથી અમે લોકોએ જાણ્યું કે બાળપણમાં જ, લગભગ દસ વર્ષની ઉંમરમાં તેમની આંખો ચાલી ગઈ. એમના અંધાપાના દુઃખથી સમગ્ર પરિવાર અગાધ દુઃખમાં ડૂબી ગયો. પણ તે દુઃખના પ્રભાવથી એમનામાં એક પ્રશ્ન પેદા થયો—**“શું એવું પણ કોઈ સુખ હોય છે, જેમાં દુઃખ સામેલ ન હોય ?”** ઉત્તર મળ્યો કે એવું સુખ સાધુ-સંતને હોય છે, જેમાં દુઃખ નથી રહેતું. એ ઉત્તર વડે એમને જીવનનો રસ્તો મળી ગયો. એમણે નિશ્ચય કરી લીધો કે હું સાધુ થઈશ. તેમના મનમાં એ ચિંતન ચાલવા લાગ્યું કે સાધુ કેવી રીતે બનું ? સદ્‌ગુરુ-રૂપ સંત મળ્યા. વાતચીત થઈ. સંતે સલાહ આપી કે ઈશ્વરના શરણાગત બની જાઓ.

એમના બાલ્યકાળના કોમળ હૃદય ઉપર સંતની વાણીનો મોટો પ્રભાવ પડ્યો. ઈશ્વરની શરણાગતિ સ્વીકારતાં જ એમના મનમાં ઈશ્વરને મળવાની તીવ્ર ઉત્કંઠા જાગ્રત થઈ ગઈ. તે ઉત્કંઠાએ શરીર અને સંસારનાં બધાં બન્ધનોને ઢીલાં કરી દીધાં. ૧૯ વર્ષની ઉંમરમાં એમણે વિધિવત્ સંન્યાસ લઈ લીધો. એમનું નવું નામકરણ થયું—''સ્વામી શરણાનન્દજી''. તે સમયથી સર્વ સમાજ અને સાથીઓનો સહારો છોડીને તેઓ સંન્યાસધર્મનાં મુશ્કેલ વ્રતોનું બહુ દૃઢતાથી પાલન કરતાં કરતાં ભગવાનને સહારે રહેવા લાગ્યા.

શ્રી મહારાજજીના સાધન-કાળની ઘટનાઓથી સ્પષ્ટપણે જાણવા મળે છે કે ભગવાનના શરણાગત થવાનો ભાવ એમનામાં એટલો જીવંત હતો કે ''સર્વ સમર્થ પ્રભુ સદૈવ પોતાની સાથે છે''— એ સત્ય અભિવ્યક્ત થવામાં બહુ વાર ન લાગી. એક વાર મથુરાથી આગરા જતી વખતે તેઓ એકલા જ પગે ચાલીને યમુનાને કિનારે કિનારે જઈ રહ્યા હતા. એક જગ્યાએ ભેખડ ઢળી પડી અને તેઓ પાણીમાં જઈ પડ્યા. નદીમાં પૂર હતું. હાથથી લાકડી

છૂટી ગઈ. તરતાં થોડું આવડતું હતું, પણ ભાળ્યા વિના સમજી નહીં શકાયું કે કઈ બાજુ તરવું. 'શરણ્ય'ની યાદ આવી અને એમને ભરોસે એમણે જળમાં ડૂબી રહેલા શરીરને ઢીલું છોડી દીધું. તત્કાળ એવો અનુભવ થયો કે જાણે કોઈએ એમને જળમાંથી ઊંચકીને સૂકી જમીન ઉપર મૂકી દીધા. ઊઠવા માટે જ્યારે એમણે ધરતી પર હાથ ટેકવ્યો તો એક નવી લાઠી હાથમાં આવી ગઈ. પ્રભુની શરણાગત-વત્સલતાને પામીને તેમનું હૃદય ભરાઈ આવ્યું. તેમના મહિમાથી વશીભૂત થઈને તેમના પ્યારમાં મસ્ત થઈને તેઓ ઊઠીને ચાલતા થયા.

એમના જીવનની એવી અનેક ઘટનાઓ છે જેનાથી ઈશ્વર પ્રતિ અવિચલ આસ્થા અને અનન્ય શરણાગતિનો પરિચય મળે છે. જ્યારે તેઓ વૃન્દાવનમાં હોય ત્યારે પ્રતિદિન શ્રીબાંકે બિહારીજીનાં દર્શન કરવા જતા હતા. એક દિવસ એક મિત્રે પૂછી લીધું કે ''મહારાજજી ! આપને દેખાતું તો નથી– દર્શન કરી નથી શકતા, તો પછી આપ મન્દિરમાં કેમ જાઓ છો ?'' શ્રી મહારાજજીએ ઉત્તર આપ્યો, ''ભલા આદમી ! વિચારો તો ખરા– મારી આંખો

નથી તો શું ઠાકુરજીની પણ આંખો નથી ? હું નથી દેખી શકતો, પરન્તુ તેઓ તો દેખે છે. મને જોઈને તેમને પ્રસન્નતા થાય છે તેથી હું મન્દિરમાં જાઉં છું.'' કેટલો સજીવ ઈશ્વર-વિશ્વાસ છે !

શ્રી સ્વામીજી મહારાજ એક વખત ટ્રેનમાં બેઠા હતા. ઈસાઈ મતના એક પાદરી સાહેબ પણ ત્યાં આવીને બેઠા. થોડી વાર પછી એમણે શ્રી મહારાજજીને પૂછ્યું કે આપ મસીહાને ઓળખો છો ? એમણે સહજ ભાવે ઉત્તર આપ્યો, ''જી હાં, ઓળખું છું.'' પાદરી સાહેબે ફરી પ્રશ્ન કર્યો કે મસીહા વિશે આપ શું જાણો છો ? આ પ્રશ્ન સાંભળીને બહુ પ્રસન્નતા અને વિશ્વાસની સાથે શ્રી મહારાજજીએ કહ્યું— **''ભાઈ, મસીહા ખુદાના પુત્ર છે, હું ખુદાનો દોસ્ત છું, મસીહા મારો સગો ભત્રીજો છે, હું તેને સારી રીતે ઓળખું છું. મસીહા મને બહુ વહાલો લાગે છે.''** એક ભગવા વસ્ત્રધારી હિન્દુ સંન્યાસી મસીહાને પોતાનો સગો-સમ્બન્ધી માને છે અને આત્મીયતાને સંબંધે પ્રેમ કરે છે—એવા સમ્બન્ધની કલ્પના પણ પાદરી સાહેબ નહીં કરી શકતા હોય. તેઓ

શ્રી મહારાજજીનો ઉત્તર સાંભળીને સ્તમ્ભિત થઈ ગયા. એમણે હિન્દુ મતના આ વ્યાપક ઈશ્વરીય સમ્બન્ધની વાત, જેમાં સર્વ ધર્મના ઈશ્વર-વિશ્વાસી સમાઈ જાય— એ કદી સાંભળી નહીં હોય. પરન્તુ આપ વિચારો કે શ્રી મહારાજજીની વાત કેટલી સત્યતાપૂર્ણ છે ! વસ્તુતઃ ઈશ્વરવાદમાં ધર્મ-ભેદ હોઈ જ ન શકે. ઈશ્વરવાદ તો માનવ-જીવનનું એક એવું વ્યાપક સત્ય છે કે મન્દિર, મસ્જિદ અને ચર્ચના ભેદ તેને વિભાજિત નથી કરી શકતા. **ઈશ્વરવાદી થઈને ધાર્મિક સંઘર્ષ કરનારો ઘોર અનીશ્વરવાદી છે.** કારણ કે સાચા ઈશ્વરવાદનો અર્થ છે— પ્રભુ સાથે આત્મીય સમ્બન્ધ સ્વીકારવો. વૈષ્ણવમત અનુસાર આ જ ઉપાસના છે. એને આધારે શ્રી મહારાજજીએ ભક્તિમતી મીરાંજી, મહાત્મા ઈસા મસીહ અને પૈગમ્બર મહમ્મદને પરમ વૈષ્ણવ કહીને સ્વીકાર્યાં છે. કારણ કે મીરાંજીએ ઈશ્વરને પોતાનો પતિ માન્યા, મહાત્મા ઈસાએ ઈશ્વરને પોતાનો પિતા માન્યા અને પૈગમ્બર મહમ્મદે ઈશ્વરને પોતાનો મિત્ર માન્યા અને ત્રણે પ્રભુનાં પરમ ભક્ત થયાં. પ્રભુ-ભક્તિને માટે

ઈશ્વરને પોતાના માનવા અને તેમને પ્રસન્નતા દેવા માટે તેમના પ્રેમી થવું અનિવાર્ય છે. કોઈ મન્દિરમાં જઈને પૂજા કરશે કે મસ્જિદમાં જઈને નમાજ પઢશે કે ચર્ચમાં જઈને પ્રાર્થના કરશે— એ પ્રશ્ન જ નથી ઊઠતો. **જો કોઈ પ્રભુને પોતાના માનીને તેમના પ્રતિ પ્રેમભાવ રાખશે અને તેમના સમ્બન્ધે પ્રાણીમાત્ર પ્રતિ સદ્ભાવ રાખશે તો તેને સર્વ સ્થળે પરમાત્મા મળશે, નહીંતર ક્યાંય નહીં મળે. આ ધ્રુવ (નિશ્ચલ) સત્ય છે.** શ્રી સ્વામીજી મહારાજે આ સત્ય સ્વીકારવાની સલાહ બધા જ ઈશ્વરવાદી સાધકોને આપી છે. એમનો એ વિચાર એમનાં પ્રવચનોમાં વ્યક્ત છે, જેનું અનુસરણ ધાર્મિક એકતાને સુરક્ષિત રાખવા માટે સમર્થ છે.

શ્રી સ્વામીજી મહારાજને સંન્યાસ દેનારા ગુરુએ એક વખત વિદાય થતા સમયે કહી દીધું કે, ‘બેટા, જ્યારે તું આઝાદ થઈ જઈશ, ત્યારે સમગ્ર પ્રકૃતિ તારી સેવા કરવા માટે તત્પર રહેશે, ચરાચર જગત તારી આવશ્યકતા-પૂર્તિને માટે તૈયાર રહેશે. વૃક્ષ તને ફલ-ફૂલ દેશે અને ભયંકર સિંહ તને ગોદમાં લઈને તારી

રક્ષા કરશે.' એટલું કહીને સદ્ગુરુ દેવે સ્વરચિત એક દોહો સંભળાવ્યો—

**''जीते जी, मर जाय, अमर हो जावे ।**
**दिल देवे, सो दिलवर को पावे ॥''**

'**जीते जी, मर जाय**' અર્થાત્ અકિંચન, અચાહ (ઇચ્છારહિત) અને અપ્રયત્ન થઈ જવું અને '**दिल देवे**' અર્થાત્ કેવળ પ્રભુને પોતાના માનીને તેમને રસ (પ્રેમ) દેવા માટે પોતાનું સમર્પણ કરી દેવું.

શ્રી સ્વામીજી મહારાજે ગુરુવાણીને સંપૂર્ણતઃ ધારણ કરી અને તેને પોતાના જીવનમાં શત-પ્રતિશત સફળ થતી જોઈ. અકિંચન, અચાહ અને અપ્રયત્ન બનીને એમણે પરમ સ્વાધીન, દિવ્ય-ચિન્મય જીવન પામી લીધું તથા પ્રભુના પ્રેમી બનીને પ્રેમના અનન્ત રસથી ભરપૂર થઈ ગયા.

ઘોર પરાધીનતાની પીડાથી મુક્ત બનીને અમરત્વના આનન્દમાં મસ્ત થઈ ગયા. એ વિશે શ્રી મહારાજજીએ પોતાનો એક અનુભવ સંભળાવ્યો હતો. એક વખત એમનું

શરીર અસ્વસ્થ થઈ ગયું હતું. ઉત્તરાખણ્ડની યાત્રા કરીને પરત આવ્યા હતા. હિલ ડાયરિયાથી શરીર બહુ જ દુર્બળ થઈ ગયું હતું. સાથે સાથે તાવ પણ રહેવા લાગ્યો. બીમારીની દશામાં લગભગ ૪૦ દિવસો વીતી ગયા હતા. ચિકિત્સકોના મતાનુસાર નાડીની ગતિ શરીરના નાશનો સંકેત આપી રહી હતી. મિત્રો, પ્રેમીઓ અને ચિકિત્સકોએ ચિંતા પ્રકટ કરી. શ્રી સ્વામીજી મહારાજના શરીરને નિયમાનુસાર કુશ અને મૃગચર્મ પાથરીને જમીન ઉપર ઉતારી દેવામાં આવ્યું. ચારે બાજુએ પ્રિયજન ઊભા હતા. પ્રેમી ડૉક્ટરે કહ્યું કે, **'બાબાજી ચાલ્યા'**. એમણે સાંભળ્યું અને પ્રિયજનોના ઊભરાતા હૃદયનાં સ્પંદનોને અનુભવ્યાં. વીતરાગી સંતને બહુ ભારે કુતૂહલ થયું કે પ્રિયજનો આટલા દુઃખી કેમ છે ? એમણે વિચાર્યું કે હવે હું જોઉં છું કે મૃત્યુ કેવું હોય છે ? જ્યારે તેઓ જોવા લાગ્યા તો તેમને બહુ આનન્દ આવ્યો. શરીર છૂટી જવામાં એટલી હળવાશ અને એટલો આનન્દ હતો કે જેની કોઈ સીમા નહોતી. એ અનુભવથી તેઓ એ નિશ્ચય ઉપર પહોંચ્યા કે મૃત્યુમાં

કોઈ દુઃખ નથી. કારણ કે **મનુષ્ય શરીરને જીવિત રાખવા ઈચ્છે છે, એ કારણે મરવામાં દુઃખી અને ભયભીત થાય છે, અન્યથા આનન્દ જ આનન્દ છે.** તેમનો આનન્દ મૃતક જેવા શરીર ઉપર પણ ફેલાઈ ગયેલો હતો. તેઓ તે શરીરને જમીન ઉપર પડેલું જોઈ રહ્યા હતા અને સાંભળી રહ્યા હતા કે 'દેખો, બાબાજી કેટલા પ્રસન્ન છે !' બુદ્ધિની પ્રખરતા, હૃદયની કોમલતા અને જીવન પ્રતિ જાગૃતતાના ગુણ એમનામાં જન્મજાત હતા. અવસર મળતાં એ ગુણોનો પૂર્ણ વિકાસ થયો. એક વાર તેઓ પોતાના ગુરુની પાસે બેઠા હતા. એમના મનમાં શાસ્ત્રો અને ઉપનિષદોના અધ્યયનનો સંકલ્પ જાગ્યો. આંખો તો હતી નહીં, મનોમન વિચારીને રહી ગયા. તત્કાલ જ એમના ગુરુ બોલી ઊઠ્યા—**"અરે ભાઈ ! સ્થિર થયેલી બુદ્ધિમાં શ્રુતિનું જ્ઞાન સ્વતઃ અભિવ્યક્ત થાય છે. તેની પાઠશાળા છે—'એકાન્ત' અને પાઠ છે 'મૌન'."** જ્ઞાનાર્જનનું આ રહસ્ય સાંભળીને એઓ બહુ પ્રસન્ન થઈ ગયા. એમણે એકાન્તમાં મૌન રહીને બુદ્ધિને સ્થિર કરી લીધી. બુદ્ધિની સમતામાં તે જ્ઞાન

ઉદિત થઈ ગયું કે જે ગ્રંથોના અધ્યયન વડે કદી સમ્ભવિત જ નથી. તે જ્ઞાનના પ્રકાશમાં એમને સૃષ્ટિના આદિ-અંતનાં સર્વ રહસ્યો સમજાયાં. સૃષ્ટિના વિધાયકની મંગલકારિતા અને માનવજીવનના મંગલમય વિધાનનો અર્થ સ્પષ્ટ થઈ ગયો. એમણે જાણવાલાયક બધું જ જાણી લીધું, કારણ કે જે જ્ઞાનથી સર્વ કાંઈ જાણી શકાય છે, તે જ્ઞાન એમનામાં અભિવ્યક્ત થઈ ગયું હતું.

અંતર્ચક્ષુના ખૂલતાં જ એમનામાં એટલું સામર્થ્ય આવી ગયું કે બાહ્ય જગતને જોવા માટે પણ તે સમર્થ થઈ ગયા. તેઓ અંદર-બહાર સર્વ કાંઈ જોઈ શકતા હતા. બિલકુલ દ્વન્દ્વરહિત અને નિર્ભય થઈને રહેતા હતા. બહારની આંખોના બગડી જવાનું દુઃખ હંમેશને માટે મટી ગયું.

એમનો ઓટલો વિકાસ અલ્પ સમયમાં જ થઈ ગયો. જે મિત્રોએ પ્રારંભથી એમને જોયા છે, તેઓ કહે છે કે જોતજોતામાં તેમની અંદર સત્યથી અભિન્ન હોવાની ઊંડી વ્યાકુળતા જે હતી, તે પરમ શાંતિમાં બદલાઈ ગઈ. તેમનું મુખમંડલ પ્રકાશમાન થઈ ગયું. તેઓ પોતાના અવિનાશી

અસ્તિત્વમાં પોતે જ સ્થિત રહેવા લાગ્યા. એમના હૃદયમાં ઈશ્વરીય પ્રેમ લહેરાવા લાગ્યો, જેના સ્પર્શ માત્રથી નિકટ રહેનારા મિત્ર-ગણો પુલકિત થવા લાગ્યા. યોગ દ્વારા સિદ્ધ થનારી સર્વ સિદ્ધિઓ સહજપણે એમનામાં આવી ગઈ, પણ તેઓ તે સર્વ સિદ્ધિઓને છુપાવી રાખતા હતા. તેમનું જીવન યોગ, બોધ (જ્ઞાન) અને પ્રેમનું સજીવ પ્રતીક હતું. તે કારણે એમની ઉપસ્થિતથી વાતાવરણમાં પ્રેમની લહરીઓ ઊઠતી રહેતી હતી. એમના જીવનથી એ સત્ય પ્રત્યક્ષ થતું હતું કે જ્ઞાન અને પ્રેમનું તત્ત્વ જ્યારે કોઈ સંતમાં અભિવ્યક્ત થઈ જાય છે તો તે વિભુ (વ્યાપક) થઈ જાય છે. શ્રી મહારાજજીના નિકટ સંપર્કમાં આવનારાં સાધક ભાઈ-બહેનો એક અજ્ઞાત મીઠાશના આભાસથી આકર્ષિત થઈને ચુપચાપ મંત્રમુગ્ધની જેમ તેમની પાસે બેસી રહેતાં હતાં. પ્રેમપથની સાધનાની ચર્ચા જ્યારે થવા લાગતી હતી અને શ્રી મહારાજજી પ્રેમી તથા પ્રેમાસ્પદના અનન્ત-વિહારની મધુર વાતો સંભળાવવા લાગતા હતા તો સાંભળનારા ઈશ્વર-વિશ્વાસી સાધકો પોતે પોતાને પણ

ભૂલી જતા'તા. અનેક શ્રોતાઓએ સમયે સમયે પોતાનો અનુભવ અમને કહ્યો છે કે શ્રી મહારાજની વાણીમાં એમનું રસમય જીવન જ પ્રવાહમાન બનીને શ્રોતાઓને સ્પર્શતું હતું, જેનાથી શ્રોતાઓ પોતાને પ્રેમભાવમાં ઉત્તરોત્તર ઊંચે ઊઠતા જતા અનુભવતા હતા. બહુ આનન્દ આવતો હતો.

**એમની પ્રશ્નોત્તરીની શૈલી અનુપમ હતી. વાક્-પટુતા અને ઉન્મુક્ત હાસ્ય, ભ્રમનિવારણ માટે અતિ કટુ આલોચના સાથે જ માતૃવત્-સ્નેહનો વ્યવહાર જિજ્ઞાસુ-જનો માટે વિશેષ આકર્ષણના સ્રોત હતાં.** અન્તર્બોધ વડે અનુપ્રાણિત, એમની અકાટ્ય યુક્તિઓમાં બહુ જ સ્પષ્ટતા, દૃઢતા અને નિસ્સન્દેહતા હતી. એમનાં પ્રવચનો અને સાહિત્યમાં ક્યાંય પણ આપને ગ્રંથોનાં પ્રમાણોનો ઉલ્લેખ નહીં મળે. તેઓ જાણતા હતા કે સ્વતઃ સિદ્ધ સત્યને પ્રમાણની આવશ્યકતા નથી. તેઓ કદી વિચારીને નહોતા બોલતા. કેટલીયે વાર તેમણે પ્રસંગવશ એવું કહ્યું કે "ભાઈ ! જેવી રીતે તમે સાંભળો છો તેવી રીતે હું પણ સાંભળું છું. હું પણ શ્રોતા છું !" તેમની અહંકાર-વિહીન

વાણીમાં જ્ઞાન અને પ્રેમની સતત ધારા સહજપણે પ્રવાહિત થતી રહેતી હતી, જેને સાંભળીને મોટા મોટા શાસ્ત્રજ્ઞો કહેતા હતા અને આજ પણ કહી રહ્યા છે કે **વર્ષો સુધી ગ્રન્થોના અધ્યયન દ્વારા દર્શનનાં જે ગૂઢ રહસ્યો સમજમાં નહોતાં આવ્યાં, તે સર્વ આ અભણ સંતની વાણીથી સ્પષ્ટ થઈ ગયાં.**

૧૯૨૧માં દેશની સ્વતન્ત્રતાને માટે અસહયોગ આન્દોલન શરૂ થયું. **‘શરીર વિશ્વરૂપી બગીચાનું ખાતર છે’**— આ સત્ય જેમનામાં ઉદ્‌ભાસિત થયેલું હતું, તે સેવા-ભાવી સંત દેશ-સેવાના અવસરને કેવી રીતે જતો કરે ? તેઓ કૂદી પડ્યા સ્વાતંત્ર્ય આંદોલનના પ્રવાહમાં. એક દિવસ એમના ગુરુદેવના એક મિત્ર સંત એમને આંદોલનમાં વ્યસ્ત જોઈને એમની પાસે આવ્યા અને બહુ પ્રેમથી પૂછ્યું—‘બેટા, શું તમે આને માટે ઘર છોડેલું ?’ શ્રી શરણાનન્દજી મહારાજે બહુ દૃઢતાથી સ્પષ્ટ ઉત્તર આપ્યો—‘બિલકુલ નહીં ! દેશની સેવાના રાગને હું વિચારથી દૂર નહીં કરી શક્યો, તેથી આ કાર્યમાં લાગ્યો

છું.' ફરીથી 'તમારા શા હાલ છે ?'— એમ પૂછવા જતાં એમણે ઉત્તર આપ્યો કે **'હું સર્વકાલ પોતાની અખણ્ડતામાં સ્થિર છું. હું કશું જ કરતો-કરાવતો નથી.'** સેવામાં લીન રહેતા હોવા છતાં પણ તેમનામાં દેહાતીત આનન્દની અખણ્ડતા અતૂટ રહેતી હતી. એવા ત્રિગુણાતીત પુરુષની એવી ઘોર કર્મઠતા અન્યત્ર જોવા નથી મળતી. એવા વિલક્ષણ પુરુષ હતા શ્રી સ્વામીજી મહારાજ.

અમાનવતાના કલંકથી માનવીય સભ્યતાનો ઈતિહાસ અંધારછાયો થવા લાગ્યો. બીજા વિશ્વયુદ્ધમાં ભીષણ નર-સંહાર થયો, અણુ-બોમ્બ-વિસ્ફોટથી જાપાનનાં નગરો હિરોશિમા અને નાગાસાકીનાં હૃદયવિદારક દૃશ્યો ઉપસ્થિત થયાં. ભારતવર્ષના વિભાજન વખતે ધર્મને નામે બર્બરતાપૂર્ણ કુકૃત્યોથી પીડિત અસંખ્ય નિરુપાય નર-નારીઓના ચીત્કારોથી ધરતી-આસમાન કંપી ઊઠ્યાં. એ બધું સાંભળીને સંતનું માખણ જેવું કોમળ હૃદય દ્રવિત થઈ ગયું.

જાતિ-ભેદ, રંગ-ભેદ, ધર્મ અને વર્ગ-ભેદ, વાદ અને 'ઈઝમ'ના ભેદોથી વિવિધ સંકુચિતતાઓમાં વિભાજિત સંસારના વિભિન્ન દેશો એકબીજાના નાશમાં લાગેલા જોઈને

પર-પીડાથી પીડિત પરમ કારુણિક સંતનું હૃદય અત્યન્ત વ્યથિત થઈ ઊઠ્યું. રાજનૈતિક સ્વાધીનતા પછી ભારતીય નાગરિકોને અધિકાર-લાલસામાં ફસાયેલા જોઈને એમણે કોંગ્રેસની સક્રિય સેવા છોડી દીધી અને એકાન્તિક ચિન્તન દ્વારા માનવ-માત્રની વિવિધ સમસ્યાઓના સમાધાન પર વિચાર કરવા લાગ્યા. એમની સામે પ્રશ્નો હતા કે—

૧. વ્યક્તિનું કલ્યાણ અને સુન્દર સમાજનું નિર્માણ કેવી રીતે થાય ?
૨. વિશ્વ-શાન્તિ સુરક્ષિત કેવી રીતે રહે ?
૩. ધાર્મિક ભેદ-ભાવ કેવી રીતે ટળે ?
૪. સામાજિક વિષમતાઓ કેવી રીતે દૂર થાય ?
૫. માનવની અંદર રહેલી પણ સૂતેલી માનવતા કેવી રીતે જાગૃત થાય ?
૬. માનવ-માત્રનું જીવન પૂર્ણ કેવી રીતે બને ? શાન્તિ, મુક્તિ અને ભક્તિની માંગ પરિપૂર્ણ કેવી રીતે બને ? વગેરે વગેરે.

કરુણાથી દ્રવિત, સર્વાત્મ-ભાવથી ભાવિત સંત-હૃદયમાં ઊંડા એકાન્તિક-ચિંતનના ફલસ્વરૂપ ઉપર્યુક્ત

પ્રશ્નોના ઉત્તરમાં **'માનવતાના મૂળ સિદ્ધાન્ત'** પ્રકાશમાં આવ્યા. એમને શ્રી મહારાજજીએ સમાજને માટે એક નવીન ક્રાન્તિકારી વિચાર-પ્રણાલીના રૂપે સંકોર્યા. એ વિચાર-પ્રણાલીનું પ્રતીક છે—'માનવ સેવા સંઘ'. જેની સ્થાપના સંત-શિરોમણિ પૂજ્યપાદ સ્વામી શરણાનંદજી મહારાજે એ હેતુથી કરી કે એના માધ્યમથી યુગોના યુગો સુધી માનવ-સમાજની વિચારાત્મક, ભાવાત્મક અને ક્રિયાત્મક સેવાઓ થતી રહે. ૧૯૫૨માં તેની સ્થાપના થયેલી. ૧૯૫૩માં એનું રજિસ્ટ્રેશન થઈ ગયું. વૃન્દાવનમાં એનું પ્રધાન કાર્યાલય છે. એ સંસ્થાને સ્થાપિત કરવાની આવશ્યકતા એટલે લાગી કે માનવ-માત્રના પરિત્રાણને માટે જે સર્વસામાન્ય વિચાર-પ્રણાલીનું સર્જન શ્રી મહારાજજીની અન્તર્વ્યથાથી થયેલું— તેને એમણે પોતાના વ્યક્તિગત નામથી પ્રકાશિત કરવાનું પસંદ ન કર્યું. **જેમને અહમ્‌ને અભિમાન-શૂન્ય રાખવાનું અભીષ્ટ હોય છે, તે આત્મ-ખ્યાતિથી બચીને રહે છે.** એમાં બીજી એક અન્ય મહત્ત્વપૂર્ણ વાત એ છે કે શ્રી મહારાજજીના વિચારાનુસાર દેશ, કાલ, મત, ધર્મ, સમ્પ્રદાય અને વર્ગ-

નિરપેક્ષ **જે જીવનનું સત્ય છે, તેને વ્યક્તિના માધ્યમથી પ્રગટ કરવું તે તેનું મૂલ્ય ઘટાડવા જેવું છે. અને સૌથી મોટી વાત એ છે કે જેમણે પરમ પ્રેમાસ્પદની સત્તાથી ભિન્ન પોતાનું અસ્તિત્વ જ નથી રાખ્યું, તે પોતાના નામથી કોઈ વાત કેવી રીતે કહી શકતા હતા ?** એવાં કેટલાંક ઉલ્લેખનીય કારણોને લીધે 'માનવ સેવા સંઘ'ની સ્થાપના થઈ. ત્યારથી અત્યાર સુધી દેશના વિભિન્ન ભાગોમાં માનવ સેવા સંઘના માધ્યમથી જન-જનની અંદર સૂતેલી માનવતાને જગાડવાની સેવા કરવામાં આવી રહી છે. શ્રી સ્વામીજી મહારાજ એ વાતને માટે ખૂબ જ આતુર રહેતા'તા કે પ્રત્યેક ભાઈ-બહેન પોતાના કલ્યાણમાં સ્વાધીન અને સમર્થ થઈ જાય.

**એમનો પ્રાદુર્ભાવ એક વિલક્ષણ વિભૂતિરૂપે થયો, એવું એમના સમ-સામયિક (સમકાલીન) સર્વ મહાન સંત અને મહાપુરુષો માને છે.** પ્રચંડ જ્ઞાન, અકાટ્ય-યુક્તિ, સરલ વિશ્વાસ અને અનન્ય ભક્તિ— એ બધું જ એમનામાં પોતાની પોતાની પરાકાષ્ઠા પર હતું. એવું અદ્ભુત કોમ્બિનેશન (સમન્વય) ક્યાંય જોવામાં નથી આવતું, જેવું પરમ પૂજ્ય સ્વામીજી મહારાજમાં વિદ્યમાન હતું. છતાં

પણ ઉપર્યુક્ત દિવ્યતાઓને પોતાની વિશેષતા માનવાની ભૂલ એમણે કદી ન કરી.

**મારું કશું નથી.**
**મને કશું નહીં જોઈએ.**
**હું કંઈ જ નથી.**
**સર્વ-સમર્થ પ્રભુ મારા પોતાના છે—**

એ ચિરન્તન સત્ય એમનું જીવન હતું અને એ જ એમના કથનનું કેન્દ્ર પણ છે. શ્રી મહારાજજીની બહુ મોટી વિશેષતા એ રહી છે કે **તેઓ સાધકોને કોઈ બાહ્ય વિધિ-વિધાન અને અભ્યાસ-જન્ય સાધનો પર અટકવા નહોતા દેતા. વિભિન્ન દાર્શનિક મતભેદોમાં ગૂંચવાવા નહોતા દેતા.**

કોઈ દર્શન અથવા સાધન-પ્રણાલીનો આગ્રહ અથવા વિરોધ નહોતા કરતા. એમણે કદી પોતાનો મત બીજા ઉપર આરોપિત નહોતો કર્યો. પોતે કટ્ટર ઈશ્વરવાદી હોવા છતાં પણ કદી ઈશ્વરવાદનો પ્રચાર નહીં કર્યો. તેઓ એક તત્ત્વદર્શી સંત હતા. એ કારણે એમણે ભક્તિપથ, જ્ઞાનપથ અથવા યોગપથમાં કોઈને સૌથી સારો કે કોઈને એનાથી ઓછો સારો નથી બતાવ્યો. કોઈને સહજ અથવા કોઈને

અપેક્ષાકૃત કઠિન નથી બતાવ્યો. એમણે એ વાતને ઘોષિત કરી કે **'દર્શન અનેક અને જીવન એક છે.'** એમણે સાધકમાત્રને એ અભયવચન આપ્યું છે કે તમે આરમ્ભમાં પોતાની રુચિ, યોગ્યતા, સામર્થ્ય, વિશ્વાસ અને વિચાર અનુસાર કોઈ પણ સાધનપથને પસંદ કરી લો, પૂર્ણતામાં તમને પૂર્ણ જીવન મળશે. કર્તવ્યનિષ્ઠને પણ, યોગીને પણ, વિચારકને પણ અને પ્રભુ-વિશ્વાસીને પણ દિવ્ય-ચિન્મય રસ-રૂપ જીવન મળે છે, એ નિર્વિવાદ સત્ય છે. જીવનની પૂર્ણતામાં યોગ, બોધ (જ્ઞાન) અને પ્રેમ સાથે અભિન્નતા સર્વ સાધકોની થઈ જાય છે. આ એક મોટો ક્રાન્તિકારી વિચાર છે, જેનાથી અનેક સાધકોને અનેક મૂંઝવણોથી મુક્તિ મળી જાય છે. શ્રી મહારાજજીનો આ ક્રાન્તિકારી વિચાર એમનાં પ્રવચનોમાં સ્પષ્ટ વ્યક્ત થતો હતો.

વ્યક્તિના કલ્યાણ અને સુન્દર સમાજના નિર્માણ સમ્બન્ધી કોઈ એવી સમસ્યા નથી કે જેનું સમાધાન શ્રી મહારાજજીની વાણીના અનુસરણથી ન થઈ જાય. શ્રી મહારાજજીના મતાનુસાર માનવ-જીવનું સુન્દરતમ ચિત્ર આ છે કે—

**શરીર વિશ્વને કામ આવી જાય,**
**અહમ્ અભિમાન-શૂન્ય થઈ જાય અને**
**હૃદય પરમ પ્રેમથી પરિપૂર્ણ થઈ જાય.**

એ આદર્શ તેમણે પોતાના જીવનમાં આપણને દર્શાવ્યો અને પોતાના મહાપ્રયાણથી પણ એ જ પાઠ ભણાવ્યો. જ્યારે તેમને એ વિદિત થઈ ગયું કે તેમનું શરીર હવે સમાજની સેવાને યોગ્ય નથી રહ્યું, ત્યારે તે શરીરના ત્યાગનો સમય, તિથિ અને વિધિ મનોમન નિશ્ચિત કરી લીધાં અને કહેવા લાગ્યા—

૧. હું ત્રિકાળમાં પણ શરીર નથી.

૨. શરીરના નાશથી મને દુઃખ નહીં થાય. હું બહુ આનંદમાં રહીશ.

૩. વચ્ચેની આ ઉપાધિ હટી જશે તો ભક્ત અને ભગવાનના અનન્ત મિલનનો અનન્ત આનંદ રહેશે. એટલા માટે આ શરીરના છૂટવા પર શોક-સભાઓ નહીં થાય, સત્સંગ-સમારોહ થશે.

૪. શરીરની વૈકુણ્ઠી નહીં સજાવવામાં આવે, પ્રોસેશન (સ્મશાન-યાત્રા) નહીં નીકળે. હું ક્રાન્તિકારી

સંન્યાસી છું. તમે લોકો વિધિ-વિધાનમાં નહીં પડશો. ઝૂંપડીમાંથી પાર્થિવ શરીરને બહાર કાઢીને આંગણમાં રાખીને ભસ્મ કરી દેવું. શરીરની ભસ્મ માટીમાં મેળવી દેવામાં આવશે, ખાતર બની જશે, ઘાસ ઊગશે, પશુઓનો ચારો બનશે.

૫. સમાધિ-સ્થળ ઉપર કોઇ ચિહ્ન નહીં બને. ફૂલ નહીં ચઢાવાય.

૬. સાધનાનો નાશ નથી થતો. તેથી સેવા, ત્યાગ, પ્રેમનું વ્રત વિભુ (વ્યાપક) બનીને જનસમાજમાં ફેલાશે.

૭. આ શરીરની સેવામાં જેને રુચિ છે, તે માનવ સેવા સંઘની સેવા કરે, સંઘ મારું શરીર છે અને તે સ્થાયી રહેશે.

૮. જે લોકો મને પ્રેમ કરે છે તે ભગવાનને પ્રેમ કરે, કારણ કે ભગવત્-પ્રેમ મારું જીવન છે.

૯. જે ઉપદેષ્ટા (ઉપદેશક) ભગવત્-વિશ્વાસની જગ્યા ઉપર પોતાના વ્યક્તિત્વનો વિશ્વાસ અપાવે છે અને ભગવત્-સમ્બન્ધને બદલે પોતાના વ્યક્તિત્વ સાથે સમ્બન્ધ જોડવા દે છે, તેઓ ઘોર (ભયંકર) અનર્થ કરે છે.

૧૦. પરમાત્મા સિવાય અન્ય કઁઈ જ નથી.... કંઈ જ નથી.... કંઈ જ નથી.

૧૧. વ્યક્ત-જગતની વિવિધતાની અંદર અવ્યક્ત નિત્ય પ્રેમ-તત્ત્વના એકત્વને જોનાર સંતે કહ્યું—

**( क ) 'कोई गैर नहीं है'** (કોઈ પારકું નથી)— આ ધર્મનો મન્ત્ર છે.

**( ख ) 'कोई और नहीं है'** (કોઈ બીજું નથી)— આ પ્રેમનો મન્ત્ર છે.

પ્રિય સાધકો, આ સત્યને માનો. સર્વ-સમર્થ પ્રભુ તમારા પોતાના છે, એમના બનીને રહો, એમનું કામ કરો અને સદ્‌ગુરુનું આ આશીર્વચન છે કે તેમનામાં તમારો નિત્યવાસ થશે.

અમૃતમયી વાણી સંભળાવીને, યોગસ્થિત બનીને નાશવાન શરીરને સ્વેચ્છાએ ત્યાગી દઈને તે બ્રહ્મનિષ્ઠે જીવવાની અને મરીને અમર બનવાની કલા આપણને શીખવી. **તે સંત-શિરોમણિનાં ચરણોમાં આપણાં શત-શત નમન !**

જ્યાં સુધી પૂજ્યપાદ શ્રી સ્વામીજી મહારાજ સશરીર આ સંસારમાં વિરાજમાન હતા; ત્યાં સુધી તેમણે પોતાનો જીવનદાયી સંદેશ ગામ-ગામ, પ્રાન્ત-પ્રાન્ત અવિરામ ભ્રમણ કરતાં રહીને સાધુ-સંત, સાધક, સમાજસેવક, સાહિત્યકાર વગેરે સર્વ વર્ગોને સંભળાવ્યો અને હવે એમના બ્રહ્મલીન થઈ ગયા પછી માનવ સેવા સંઘના માધ્યમથી આ કામ થઈ રહ્યું છે.

સંત અમર છે. તેમની વાણી અમર છે. આપણે સૌ ભાઈ-બહેન અમરત્વથી અભિન્ન થઈ જઈએ, એવી સદ્ભાવના સાથે.

નિવેદિકા— દેવકી

**मूल पुस्तकमें जो विशेषता होती है, वह अनुवादमें नहीं आ पाती । अनुवादमें प्राय: लेखकके कई भाव पूरी तरह व्यक्त नहीं हो पाते । इसलिये जिज्ञासु पाठकोंसे निवेदन है कि यदि उन्हें हिन्दी भाषाका ज्ञान हो तो वे मूल हिन्दी पुस्तकको भी अवश्य पढ़नेकी कृपा करें ।**

# :: પ્રાર્થના ::

મારા નાથ !

આપ આપની સુધામયી, સર્વ-સમર્થ
પતિત-પાવની, અહૈતુકી કૃપા વડે
માનવ-માત્રને વિવેકનો આદર
તથા બળનો સદુપયોગ કરવાનું
સામર્થ્ય પ્રદાન કરો. અને
કરુણાસાગર ! પોતાની અપાર
કરુણાથી શીઘ્ર જ રાગદ્વેષનો
નાશ કરો, સર્વનું જીવન સેવા,
ત્યાગ, પ્રેમથી પરિપૂર્ણ થઈ જાઓ.

ૐ આનન્દ ૐ આનન્દ ૐ આનન્દ

# :: સંઘના અગિયાર નિયમ ::

૧—આત્મ-નિરીક્ષણ અર્થાત્ પ્રાપ્ત વિવેકના પ્રકાશમાં પોતાના દોષોને જોવા.

૨—કરેલી ભૂલને પુનઃ ન બેવડાવવાનું વ્રત લઈને, સરલ વિશ્વાસપૂર્વક, પ્રાર્થના કરવી.

૩—વિચારનો પ્રયોગ પોતાના ઉપર અને વિશ્વાસનો બીજાઓ ઉપર અર્થાત્ ન્યાય પોતાના ઉપર અને પ્રેમ તથા ક્ષમા અન્ય ઉપર.

૪—જિતેન્દ્રિયતા, સેવા, ભગવચ્ચિન્તન અને સત્યની શોધ દ્વારા પોતાનું નિર્માણ.

૫—બીજાઓના કર્તવ્યને પોતાનો અધિકાર, બીજાઓની ઉદારતાને પોતાનો ગુણ અને બીજાઓની નિર્બળતાને પોતાનું બળ ન માનવાં.

૬—પારિવારિક તથા જાતીય સંબંધ ન હોવા છતાં પણ પારિવારિક ભાવનાને અનુરૂપ જ પારસ્પરિક સમ્બોધન તથા સદ્ભાવ, અર્થાત્ કર્મની ભિન્નતા હોવા છતાં પણ સ્નેહની એકતા.

૭—નિકટવર્તી જન-સમાજની યથાશક્તિ ક્રિયાત્મક રૂપે સેવા કરવી.

૮—શારીરિક હિતની દૃષ્ટિથી આહાર-વિહારમાં સંયમ તથા દૈનિક કાર્યોમાં સ્વાવલંબન.

૯—શરીર શ્રમી, મન સંયમી, બુદ્ધિ વિવેકવતી, હૃદય અનુરાગી તથા અહંને અભિમાનશૂન્ય કરીને પોતાની જાતને સુન્દર બનાવવી.

૧૦—સિક્કાથી વસ્તુ, વસ્તુથી વ્યક્તિ, વ્યક્તિથી વિવેક તથા વિવેકથી સત્યને અધિક મહત્ત્વ આપવું.

૧૧—વ્યર્થ-ચિન્તન-ત્યાગ તથા વર્તમાનના સદુપયોગ દ્વારા ભવિષ્યને ઉજ્જવલ બનાવવું.

* * *

# :: અનમોલ બોલ ::

**( क )** કોઈ પણ વસ્તુ જે તમને દૂરથી દૂર-દૂર જણાય છે, તેનાથી ઓછું દૂર શરીર નથી.

**( ख )** કોઈ પણ ચીજ જે તમને અત્યન્ત સમીપ સમજાય છે, તેનાથી અધિક સમીપ પરમાત્મા છે.

**( ग )** જે પૂર્ણ છે તેનામાં પ્રેમ પ્રવાહિત થાય છે. જે અચાહ (ઇચ્છારહિત) છે, જેનામાં ભોગ અને મોક્ષની ઇચ્છા નથી તેમાં પ્રેમ સ્થાયી બને છે.

**( घ )** પ્રેમીઓમાં જે પ્રેમ ભાસે છે, તે પૂર્ણના પ્રેમની છાયા છે. મનુષ્ય અચાહ (ઇચ્છારહિત) થઈ જાય તો અપૂર્ણ હોવા છતાં પણ પૂર્ણના પ્રેમનો પાત્ર બની જાય છે. ત્યારે જ તેની પર પૂર્ણના પ્રેમની છાયા પડે છે.

**( ङ)** પ્રેમ વ્યક્તિની નિજી સમ્પત્તિ નથી. પ્રેમ પરમા ત્માનો સ્વભાવ છે.

**( च )** પ્રેમીઓની ભાષામાં ચાહનારને ચાહવું તે પશુતા છે.

**( छ )** ભગવાન ઈચ્છા પૂરી નથી કરતા, તેઓ તો ભક્તને ઈચ્છારહિત કરે છે.

**( ज )** ઈચ્છાઓની ઉપસ્થિતિ હોય અને પ્રાણ ચાલ્યો જાય તો 'મૃત્યુ' થયું—એમ સમજવું અને પ્રાણની ઉપસ્થિતિમાં ઈચ્છાઓ ચાલી જાય તો 'મુક્તિ' થઈ ગઈ—એમ સમજવું.

**( झ )** ભગવાનનું સ્મરણ કરવાથી જીવનું કલ્યાણ થાય છે—એ વાત પણ આપણે સારી રીતે જાણીએ છીએ, પછી પણ મન ભગવાનમાં નથી લાગતું, તો એનાથી મોટી બીજી નાસ્તિકતા કઈ હશે ? આશ્ચર્ય એ વાતનું છે કે આપણે મહામૂર્ખ અને નાસ્તિક હોવા છતાં પોતાને આસ્તિક અને બુદ્ધિમાન માનીએ છીએ.

**( ञ )** જો આપ ભગવાનમાં માનો છો, તો તે માન્યતાનો પરિચય આપના જીવન દ્વારા થાય, કેવળ વિચારો દ્વારા નહીં. આપણું જીવન જ દર્શાવે કે આપણે ભગવાનને માનીએ છીએ.

**( ट )** જો ઈન્દ્રિયો સંસાર પ્રતિ જાય છે તો તેમાં તેમનો શો અપરાધ ? કારણ કે ઈન્દ્રિયો સંસારની જાતિની છે. પણ આપ કેમ સંસારને પસંદ કરો છો ?—એ કહો. કારણ કે આપ તો ભગવાનની જાતિના છો.

**( ઠ )** પોતાના બળનું અભિમાન છોડીને સાધક જ્યારે એ વિકલ્પરહિત દૃઢ વિશ્વાસ કરી લે છે કે મારા ઉપર ભગવાનની કૃપા અવશ્ય થશે, હું એમનો કૃપાપાત્ર છું, તે જ સમયે તેના ઉપર ભગવાનની કૃપા અવશ્ય થઈ જાય છે. એમાં કોઈ સંદેહ નથી.

**( ડ )** ભગવાન શું ખેતી છે કે આજ વાવશો તો કાલ ઊગશે અને પરમ દિવસે મળશે ? શું ભગવાન કોઈ વૃક્ષ છે કે જેને આજ રોપશું તો બાર વર્ષે ફળ આવશે ? ભગવાન એવી ચીજ નથી. ભગવાન તો વર્તમાનમાં પણ જેમનો તેમ હાજરાહજૂર છે.

**( ઢ )** સત્યનો માર્ગ એટલો સાંકડો છે કે તેની ઉપર આપ એકલા જ જઈ શકો છો. તેથી ઈન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેની સાથે રહેવાનો મોહ છોડી દો. એમની સાથે રહીને આપ તે સાંકડા રસ્તા પર નહીં ચાલી શકો. એકલા હશો તો માર્ગ આપોઆપ નજરે પડશે.

**( ણ )** ઈશ્વર માનવની સ્વાધીનતા છીનવી લેવા નથી ઈચ્છતો, તેથી માનવ જ્યાં સુધી પોતાની મેળે ઈશ્વરાભિમુખ નથી થતો, ત્યાં સુધી ઈશ્વર તેની પાછળ જ રહે છે.

**( त )** કોઈને કોઈ પૂછે કે તમે લોહીમાં, હાડકાંઓમાં, માંસમાં, મજ્જામાં, મૂત્રમાં રહેવા ઈચ્છો છો ? તો બધા જ વિચારશીલ એમ જ કહેશે કે નથી રહેવા ઈચ્છતા. કારણ કે મલિનતા કોઈને પ્રિય નથી. હવે આપણે પોતે જ વિચારીએ કે શરીરમાં મલિનતા સિવાય શું છે ? તો માનવું પડશે કે કશું નથી.

**( थ )** જો કોઈને કહેવામાં આવે કે સુવર્ણના કળશમાં મળ-મૂત્રાદિ ભરીને અને રેશમથી ઢાંકીને શું તેને પોતાની પાસે રાખવાનું પસંદ કરશો ? તો સર્વે ભાઈ-બહેનો કહી દેશે કે 'નહીં'. તો પછી આપણે શરીરને સુન્દર સુન્દર અલંકારો અને વસ્ત્રોથી સુશોભિત કેમ રાખીએ છીએ ? તો કહેવું પડશે કે બુદ્ધિજન્ય જ્ઞાનના અનાદરથી.

**( द )** જે સાચા દિલથી પ્રભુના શરણાગત થઈ જાય છે, તેમને આવશ્યક (જરૂરી) વસ્તુઓ માગ્યા વિના જ મળી જાય છે, અને અનાવશ્યક (બિનજરૂરી વસ્તુઓ) માગવા છતાં પણ નથી મળતી.

**( ध )** આજકાલ લોકો સાધના તો કરતા નથી અને સાધનાનું ફળ લેવા ઈચ્છે છે, ત્યારે તેમને સફળતા કેવી રીતે મળે ? દરેક મનુષ્ય વિચારે છે કે સાધના કરીને યોગ્યતા તો બીજો મનુષ્ય

પ્રાપ્ત કરી લે અને અમને આશીર્વાદ દઈ દે, જેથી કરીને અમને તેનું સુખ મળી જાય..... સાધનાની સફળતા માટે સાધકે સ્વયં સાધના કરવી પડશે.

**( न )** રોટલો (ભોજન) મેળવવામાં આપ પૂરી શક્તિ પ્રયોજી શકો છો અને સત્યની શોધ કરવામાં આપ વિચારો છો કે કોઈ સરળ સાધન બતાવો, કોઈ સુલભ ઉપાય બતાવો. હું આપને પૂછું છું— રોટલો મેળવવા જેટલો શ્રમ કરી શકો છો, તેટલો શ્રમ સત્યની શોધ માટે કેમ નથી કરી શકતા ?

**( प )** જો ભજન કરીને ભગવાન પાસેથી આપણે ધન, સન્તાન વગેરે કશુંક માગીએ છીએ, તો આપણું સાધ્ય તો તે ઇચ્છિત પદાર્થ જ થયો. ભગવાન તો તેને પ્રાપ્ત કરવા માટેનું સાધન થયા.

**( फ ) 'करने' में सावधान, 'होने' में प्रसन्न ।**

**( ब ) हमें परमात्मा चाहिये, परमात्मा से हमें कुछ नहीं चाहिये ।**

**( भ )** પરમાત્માને 'હમણાં' ન માનવા મોટી ભારે ભૂલ થશે, 'પોતાના' ન માનવા તેનાથી મોટી ભૂલ થશે, અને 'પોતાનામાં' ન માનવા સૌથી મોટી ભૂલ થશે.

॥ ॐ श्रीहरिः शरणम् ॥

# ‘માનવ સેવા સંઘ’નું અમૂલ્ય સાહિત્ય

40. ‘मानव सेवा संघ’ का परिचय
41. क्रान्तिकारी सन्तवाणी
42. सन्त हृदयोद्गार
43. A Saint's call to Mankind
44. Sadhna-Spotlight by a Saint
45. Revelation of the Spiritual Path
46. Ascent Triconfluent
47. पथ-प्रदीप
48. जीवन-विवेचन, भाग-1 (क)
49. जीवन-विवेचन, भाग-1 (ख)
50. जीवन-विवेचन, भाग-2
51. जीवन-विवेचन, भाग-3
52. जीवन-विवेचन, भाग-4
53. जीवन-विवेचन, भाग-5
54. जीवन-विवेचन, भाग-6 (क)
55. जीवन-विवेचन, भाग-6 (ख)
56. जीवन-विवेचन, भाग-7 (क)
57. जीवन-विवेचन, भाग-7 (ख)
58. ‘मैं’ की खोज
59. प्रार्थना तथा पद

## ‘માનવ સેવા સંઘ પ્રકાશન’નાં ગુજરાતી પુસ્તકો મેળવવા માટે સંપર્ક કરો :

..............................................

..............................................

ફોન : .................... (મો.) .......................

॥ ॐ श्रीहरिः शरणम् ॥

# ✿ કીર્તન ✿

हे हृदयेश्वर, हे सर्वेश्वर,

हे प्राणेश्वर, हे परमेश्वर ।( ५ बार )

हे समर्थ, हे करुणा-सागर,

विनती यह स्वीकार करो ।( २ बार )

भूल दिखाकर उसे मिटाकर,

अपना प्रेम प्रदान करो । ( २ बार )

पीर हरो हरि पीर हरो हरि,

पीर हरो प्रभु पीर हरो ।( २ बार )


**'માનવ-સેવા સંઘ'**

મથુરા-વૃંદાવન રોડ, વૃંદાવન-281121 (જિ. મથુરા) ઉત્તરપ્રદેશ

ફોન : (0565) 2443181, 2442778

www.swamisharnanandji.org